1905

ખાસ વઈસ્નવોને માટે

# લાલબાવાના જનોઈના ગરબા.



છપાવી પ્રસિદ્ધ કરનાર

રતીલાલ દુરલભરામ.

બાલાજી રોડ સુરત.



RD.

સુરત ખોદાબક્ષ પ્રેસ.

કિંમત ૭ પઈ

# લાલબાવાના જનોઇનો ગરબો.

## અને સઘળી ધામધુમનું વર્ણન.



### દોહરો.

નમન કરૂ ગણનાથને, વેગે વાર હજાર.
મતી આપો સારી મને, યાચુ છું કીરતાર.
મહીમાં વરણું પ્રીતથી, ઉપવીત કેરો સાર.
ગોસાઇની ગાદી વિશે, લાલ તણા આ વાર.

---

### મંદીરની સોભા.

રાગ બુરાનપુરી.

સુણજો સુરત કેરાં જન, રાખી ચીત અને એક મન,
ગાજો ગરબો રૂડો ધન, લાલ જનોઈ તણો.
સુરત શેહેરની તે માય મંદીર મોટું જે કેવાય.
લોકો દરસાન કરવા જાય, બાળકૃષ્ણજી તણા.
રૂડું મંદીર છે વિશાળ રસ્તા જુદા જુદા ભાળ
બહુ શોભે છે બજાર, વચ્ચે ચોક ખરો.
ત્યાંની સોભાનો નહી પાર, મંદીર દીપે છે અપાર,

આરી ગોખ, અગાસી ધાર, રંગ સારો લાગે.
દચલા ચોકની તો માંય, મંડપ રસીયા રૂડો ત્યાંય.
લોકો જોવાને બહુ જાય, બહુ હરખે ભરયા.
વાગે વાજાઓ બહુ ત્યાંય. ચોઘડીઆ પણ સાથે થાય
લોકો દરશન કરવા જાય, થાય ભીડ બહુ.
હાંડી તકતા રૂડા શોભે, જોતા મન અતીશે લોભે,
પઈસા ખરચાયા છે ઓબે, બહુ દીવશ રૂડો.
દીવા વિજલીના કેવાય, સળગે મંડપની માંય.
ઝુમ્મર રૂડાં દીસે ત્યાંય, રચના ખુબ કરી.
હરખ લોકને નહી માય, માનુનીચો મંગળ ગાય,
પીઠી લાલને ચોળાય, રૂડો દીવશ ખરો,
વર્ણન શી રીતેથી થાય, દાસ થાકી થાકી જાય.
કામ ધીરજથી લેવાય, ગરબો પુરો થશે.

---

## લોકોનો ઉમંગ.

### રાગ લોલનો.

સુરત શેહેર વિશે કહું આજ ઉમંગ અતી ઘણોરે લોલ.
વર્ઇ્ઠ્ઠ્વ જનને વાહાલા જેહ વાગે ડંકો તે તણોરે લોલ.
'હીર મોટાના જે લાલ જનોઈ છે તે તણુરે લોલ.
- ' આ અપરમપાર યુ ટાંકણુંરે લોલ.

બેઠા હરખે મનમાં એજ, કે જાવું મંદીરેરે લોલ.
પહેરી વસ્ત્ર ઘરેણાં સાર, કે નાજુક નારીઓરે લોલ.
ભરીયા રૂપાંની કેરા થાળ, મેવા માહી ભાવતારે લોલ.
લઈને હરા વીગ્ન નારી સાથ, કે ન્યાતે ન્યાતનીરે લોલ.
લાડુ લાડકડા કેવાય લઈને જાય છે રે લોલ.
વાગે ઢોળ નગારા ત્યાંય કે વાજા ચોલતારે લોલ.
આપે લાલબાવાને હાથ, બંસરી ચેરાનેરે લોલ.
હરખે વઈષ્ણવ જન બહુ આજ, કે ધન્ય દીન આજનોરે લોલ.
પઈસા ખરચે અપરમપાર, કે મન કરી મોકલારે લોલ.
હરખે લોક ઘણેરા ત્યાંય કે ભેગા થાય છે રે લોલ.
મેહેનત કરતા મોટા શેઠ બગુભાઈ છે રે લોલ.
ફરતા રિથીવરની સાથ જરૂરી કામમાંરે લોલ.
શેઠીયા સુરતના કહેવાય, તે પણ કામમાંરે લોલ.
લઈને ફરતા સાથે ટીપ, ભરાવે રૂપીઆરે લોલ.
ફરતા ભેટીઆ લઈને સાથ કે બ્રાહ્મણ ન્યાવનારે લોલ.
વઈષ્ણવ જનમાં વ્હેંચ્યા ખુબ, પતાસા પાંચ છ રે લોલ.
મોટા થાલી જેવાં તેહ પતાસા આપતારે લોલ.
ન્યાતો વઈષ્ણવની છે જેહ કે લાણાં ઝટલારે લોલ.
આપે ખંત કરીને ખુબ, કે રહે નહી કાંઈઉં રે લો

## ગરબો ૩જો.

### જનોઇનો દીવસ.

(રાગ) સુરત શહેરના તે લોક ઘણાખોર છે જો—

શંવત ઓગણીશ એકસઠ સાલમાં જો.

રૂડી વશંતરૂતુની ભાળમાં જો.

ચતુર ચઇત્રમાં તો રંગ રૂડા આવીયા જો.

સુદી પંચમીને વાર સોમે આવીયા જો.

ઘણા શંકરે તે ઉપવીત કાળના જો.

ભણે બ્રાહ્મણો ત્યાં શોર બહુ થાય છે જો.

કુંડ માહી ત્યાં તો આહુતી અપાય છે જો.

કરે ઉપદેશ રૂડો શ્રી લાલને જો.

ગુણે લાલજી ત્યાં કરી એક ચીતને જો.

બહુ લોકના ત્યાં થોક જોવા મળ્યા જો.

આજ વઇષ્ણવોના ભાગ્ય રૂડાં છે ભળ્યા જો.

મળી માનુની ત્યાં રંગળા ગાય છે જો.

લોકો હરખથી ત્યાં દરશને જાય છે જો.

બહુ ભીડ આજે મંદીરે થાય છે જો.

લોકો ધીરજથી ધકકા મુકકી ખાય છે જો.

### ગરબી ૪ થી.

(રાગ) હાર છો, હાર છો, હાર છો રે, તમે હરીહઇયાના હાર છો

આવજો આવજો આવજો રે `` મંદીરે આવજો,

લાલજી કેરાં ઉપવિત માંડી, રૂડો દીવસ એ ધારજોરે--તમે૦
પ્રીત કરી પરી પુરણ આજે વૈષ્ણવ પદ શોભાવજોરે--તમે૦
અવશર રૂડો આવ્યો આજે, ગુરૂ ગોંશાઈ ગુણ ગાવજોરે—તમે૦
માહાજન સરવે ભેગા થઈને, અવશરં આ દીપાવજો રે--તમે૦
ભોજન રૂડાં જમજો ભાવે, શ્રી કુષ્ણ શોહાવજો રે-તમે૦
સેવા સમરણ ગુરૂભક્તીમાં, એક ચીતે ગુણ ગાવજોરે-તમે૦
ધીરજથી રસ મસમાં ઝીલી, પ્રેમી પ્રેમ ગજાજોરે-તમે૦

---

## ગરબી ૫ મી.

### (રાગ) ગીરધારીનો.

આજ થઈરરે, દરશન કરવા જઇએ,
આજ મંદીરમા જઈ રહીએ, (ટેક)
ઝુલ ઘણા બાળ પધારયા આજે
તેથી મંદીર કેવું બીરાજે
ભેરાજન કેરા રાજે
કેવો અવશરરે, રૂડેરો એ કહીએ-આજ મદીરમા જઇ રહીએ.
ઝુલ. કેવિ રચના દીશેછે સારી
આવ્યા મોટા તો વેપારી
બે લાલ તણી બલીહારી
મુરત રૂડુંરે ઉપવિત કેર કહીએ—આજ મંદીરમાં જઇ રહીએ.
ઝુલ બહુ આવ્યા છે જન મોટા,
દ [illegible] લ ગોટા

જેનાં જડે નહી કંઇ જોડા,
ઉપમા ભારીરે, શી રીતે ગુણ ગઇએ-આજ મંદીરમાં જઇ રહીએ
ઝુલ. લોકો જાય છે દરશન કરવા,
કુળ ધરમને અનુસરવા,
ગુણ ભકતી તણો વો ભરવા,
છબી રૂપાળીરે, લાલતણી શુ કહીએ-આજ મંદીરમાં જઇ રહીએ
ઝુલ. બાવા, મગનલાલજી કહાવે,
તેના લાલ ખરા શોહાવે,
બહુ વૈષ્ણુવથી મંન ભાવે
સુંદર સોભેરે, ધીરજથી મનમોહીએ-આજ મદીરમાં જઇ રહીએ

ગરબી ૬ ઠી.

(રાગ) મોહલે પધારો માહારાજ મણીધર મોહેલે પધારો.
ઉપવિત ધારીયું આજ, લાલે આજ ઉપવિત ધારયું,
સરવે હરખે વઈષ્ણુવ આજ લાલે આજ ઉપવિત ધારયું,
થયાં ભકત જનોના કાજ, લાલે આજ, "

સાખી ૧ લી.

ગણેશ બેઠા મંદીરે, મુહુરત રૂડું જાણુ,
અવદશ ફાગણ વદ વિસે, વાર બુદ્ર રૂડો પ્રમાણ-લાલે આજે

સાખી ૨ જી

ચઈતર સુદ ની બીજને વાર ગુરૂ ને સાથ,
પરબોડી બને કીધો, ગાયેનાર મલી સંગાથ લાલે આજે

૧૨૧૯



સાખી ૩ જી

અધતર સુદ ત્રીજે પર્યું, અહસંન્વીનું કાજ
દુધની પુજા, નોતરી, જેથી હરખ્યો છે સકળ સમાજ લાલ આજે

સાખી ૪ થી

કુળ દેવવિધરાત્રીયા, અધતર ચોથે જાણ
પુજા કરતા લાલજી, જાણે ઉગ્યોછે બીજો ભાણ, લાલ આજે

સાખી ૫ મી

સઘળી વિધી થાયછે, કુલ ગોરોને હાથ
બીજે પણ સાથે ખરો, બ્રાહમણ કેરો સાથ લાલ આજે
ઝારોળા, ગુર્જર, હરશોરા, દશાવાળ કેવાયરે,
નિમાંના દોરા બાયડા કાવે, ઝારોલા પણછે માંય, માહાજન સોભેછે
ખુખડીઆ પણ સુરતીગાણી, વૈષ્ણવ જનકે વાયરે,
બહુ ખટપટથી થયા એકઠા, માહાજનનો જશ ગાય માહાજનસોભેછે
સઘલી ન્યાતો જમવા આવી, સોતા વરણી નથાયરે,
શીરાપુરીની સાથે સુંદર, ભજીઆ પણ જન ખાય,માહાજન સોભેછે
શાક અથાણાં ત્યાં ઘણાંછે, ગણતા કેમ ગણાયરે,
ધન્ય ધન્ય કહું ખડાયતાનો, ગુણ અતીજ ગવાય માહાજનસોભેછે
પાન બીડીઓ કરમાં લઈને, વૈષ્ણવ જન હરખાયરે,
ખારજથી સોવ ઘેર જઈને, મદીરના ગુણ ગાય, માહાજન સોભેછે

સમાપ્ત.